॥ ॐ तत्सत् ॥

શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ.

# અશોક

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

રચનાર,

મહારાણીશંકર અંબાશંકર શર્મા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના માલેક

મુંબઇ.

શ્રી કચ્છી દશા ઓશવાળ બોર્ડીંગ પ્રેસમાં છાપ્યું છે.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦.

રામનવમી, ૧૯૭૩. માર્ચ ૧૯૧૭.

કિંમત ત્રણ આના.

આ પુસ્તક શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બોરડીંગ પ્રેસ ખડક મહાજનવાડી ઘર નં. ૨૦૨-૨૦૪ માં ઠાકોરદાસ મંગળજીએ છાપ્યું છે અને શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના માલેક શામજી ગંગાજરે છપાવી પ્રસિદ્ધ કર્યું છે. ઠે. કાલબાદેવી રોડ ભાંગવાડી પ્રીન્સેસ થીએટર.

॥ ॐ परमात्मने नमः ॥

# અશોક નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.

અશોક............વિશ્વવિખ્યાત બુધધર્મોદ્ધારક મગધ મહારાજા. તિષ્યરક્ષિતાનો પતિ, પ્રણયિનીનો પ્રિયતમ.

વીતાશોક..........અશોકનો ઓરમાન નાનો ભાઈ.

રાધાગુપ્ત..........અશોકનો પ્રધાન.

બુદ્ધાચાર્ય.........ધર્માન્ધ બૌધ-આચાર્ય.

અવધૂત............બુદ્ધાચાર્યનો ચેલો.

વીરેન્દ્ર.............કલિંગનો સનાતન વૈદિકધર્મી આર્ય રાજા.

મૃગેન્દ્ર ..........વીરેન્દ્રનો કુમાર. સંઘમિત્રાનો હૃદયહાર.
ધર્મેન્દ્ર ..........ગુપ્તવેશમાં મૃગેન્દ્ર.

વિશાખાનંદ........વીરેન્દ્રનો બ્હેરો વૃદ્ધ પ્રધાન.

ચિદાનંદ...........સનાતન વૈદિક ધર્માચાર્ય.

અદ્ભુત............ચિદાનંદનો શિષ્ય, માયાના માન્યવર.

મોગલીપુત્ર-તિષ્ય....બૌદ્ધધર્મી મહાત્મા સાધુ.

ઉપગુપ્તશ્રેષ્ઠી.........સદાચારી બૌધ વૈશ્ય. પાછળથી બૌધ ધર્માચાર્ય.

નંદ.................ઉપગુપ્તનો પુત્ર.

મોદક...............એક લાસરિયો બ્રાહ્મણ.

તે શિવાય—દરબારીઓ, પ્રજાજનો, સાધુઓ, સૈનિકો, અમલદારો, રાજપ્રતિનિધિઓ, ચાંડાળો, સારથિ, ગાયકો વિગેરે,

## સ્ત્રી વર્ગ.

**પ્રણયિની**...........અશોકની પ્રણયિપ્રતિમા. વીરેન્દ્રની દુહિતા.

**તિષ્યરક્ષિતા**.........અશોકની પહેલી રાણી.

**સંઘમિત્રા**............અશોકની પુત્રી. મૃગેન્દ્રની પ્રિયતમા.

**બુદ્ધિમતી**............અશોકની ઓરમાન તથા વીતાશોકની સગી મા.

**ઇન્દુમતી**............વીરેન્દ્રની ધર્મપત્ની.

**પ્રમીલા**...........વિશાખાનંદની પ્રપંચી ભાર્યા, કલિંગરાજ્ય લોભી, દેશ દ્રોહિણી કુલટા.

**માયા**..............સંઘમિત્રાની સખા અદ્‌ભુતની સ્ત્રી.

**વાસવદત્તા**.........એક કુલીન ગણિકા.

**ધનપ્રિયા**..........ઉપગુપ્તની સ્ત્રી.

તે શિવાય—સખીઓ, નર્તકીઓ, દાસીઓ. વિગેરે.

**સ્થળઃ**—પાટલિપુત્ર, કલિંગ, તક્ષશીલા, મથુરા, હરદ્વાર.

——:o:——

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# અશોક નાટકનો સંક્ષિપ્ત સાર.

## અંક ૧ લો.

**નાન્દ્યન્તે**—સૂત્રધાર અને સાક્ષર વચ્ચે નાટકના ઉદ્દેશની ચર્ચા. પાછળથી નટી સાથે હિન્દુ, મુસલમાન, પારસી તથા ખ્રિસ્તી કન્યાઓનું આવી દેશકલ્યાણાર્થે એક સંપમાં જોડાવા ગાયન ગાઇ વિદાય થવું.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—પાટલિપુત્રમાં પર્વતની તળેટી પાસેનું અશોક-ઉદ્યાન.

કલિંગ રાજકુમાર મૃગેન્દ્ર ઉર્ફે ધર્મેન્દ્રનો ધર્મેન્દ્ર નામનો સિંહ અશોકપુત્રી સંઘમિત્રાની સંઘમિત્રા નામની હરિણી પાછળ પડેલો પ્રેમઘેલો દેખાય છે. સંઘમિત્રા સિંહ તરફ તીર તાકતી પ્રવેશે છે, ત્યાં મૃગેન્દ્ર આવી તેણીને અટકાવે છે. બંનેની અહિંસા-પ્રેમધર્મ સંબંધી રસભરી ચર્ચા. પોતપોતાનાં નામેરી સિંહ-હરિણીના સ્નેહને બ્હાને મૃગેન્દ્ર-સંઘમિત્રાનું પ્રેમબંધન. પાછળથી આવતા ધર્માન્ધ બુદ્ધાચાર્ય તથા બુદ્ધિમતીનું સંઘમિત્રાપર ઉશ્કેરાવું. સંઘમિત્રાના નિર્ભય ઉત્તર. રાધાગુપ્ત, ચિદાનંદ, તથા અશોક વીતાશોકનું આવવું. અશોકની અહિંસાપ્રિયતા, નમ્રતા તથા મહત્તા. બુદ્ધાચાર્ય અને બુદ્ધિમતી કલિંગ રાજ્ય ઉપર મોકલાવેલી માગણીઓના જવાબ માગે છે. ચિદાનંદ કલિંગરાજ્યના પ્રતિનિધિરૂપે પ્રત્યુત્તર આપે છે. બુદ્ધિમતી પોતાના પુત્ર વીતાશોક જોડે કલિંગકુમારી પ્રણયિનીને પરણાવવા ચિદાનન્દ પર દબાણ કરેછે. પ્રણયિનીનો પ્રણય અશોક તરફ હોવાનું ચિદાનંદ જાહેર કરેછે. વીતાશોકની ભ્રાતૃભક્તિ. ચિદાનંદ, મૃગેન્દ્રકુમાર માટે સંઘમિત્રાનું માગું કરેછે. બુદ્ધિમતી-બુદ્ધાચાર્યનો ક્રોધ. તેઓ અશોકને કલિંગ ઉપર લડાઈ માટે ચડાઈ લઈ જવા ફરજ પાડેછે. યુદ્ધ ઘોષણા. ચિદાનંદની વીરતા ને બુદ્ધાચાર્યની રૂદ્રતા.

**સીન ટ્રાન્સફર.**

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કલિંગ રાજભવન.

પ્રણયિની સખીઓ સાથે નારી-મહત્તાની ગરબી ગાતી પ્રવેશેછે. રાજા વીરેન્દ્ર તથા રાણી બુદ્ધિમતી આવી યુદ્ધની તૈયારી માટે પુત્રીની સલ્લાહ લે છે. પ્રણયિનીના શૌર્યભર્યાં ઉદ્ગારો. કુટિલ પ્રમીલા કલિંગ-રાણી થવાની મહત્ત્વાકાંક્ષામાં મૃગેન્દ્ર કુમાર જોડે પરણવાની માગણી કરેછે. વીરેન્દ્ર તથા ઇન્દુમતીનો ઠપકો તથા નકાર. પ્રમીલાની, બુઢ્ઢા પ્રધાન વિશાખાનંદ જોડે પરણી અપમાનનું વૈર લેવાની ઇચ્છા. મહાજન તથા વિશાખાનંદ જોડે ચિદાનંદનું આવવું. યુદ્ધ-સમાચાર. પ્રમીલાની ખુશી. સઘળી પ્રજાની સ્વરાજ્ય તથા દેશ તરફ વફાદારી. અશોક તરફ પ્રણયિનીનો પ્રેમપ્રકાશ.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કલિંગમાં પ્રધાન વિશાખાનંદનું મકાન.

'હું, ભલે થઇ જાય' સૂત્રધારી, સ્વાર્થસાધુ મોદક ગોરનું વિશાખા-નંદને પરણાવવા આવવું. બ્હેરા પ્રધાનની ગંમત. પ્રમીલા આવી મોદક મહારાજને હાથે બુઢ્ઢા વિશાખાનંદને પરણે છે. મોદક મહારાજનું અજ્ઞાન પ્રદર્શન. વિચિત્ર જોડીની પ્રેમલીલા.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કલિંગ પાસેના યુદ્ધ મેદાનમાં અશોક સેનાની ચરો.

ઘવાએલા સૈનિકોની સંઘમિત્રા માવજત કરેછે. સૈનિકો તથા સંઘમિત્રા વચ્ચે કૃતજ્ઞતાદર્શક સંવાદ. યુદ્ધના ત્રાસોથી અશોકની ગ્લાનિ. પ્રધાન રાધાગુપ્ત જોડે મસલત. હાર સમાચાર. મૃગેન્દ્રકુમાર તરિકે પ્રણ-યિનીનું પુરૂષ વેશે પ્રવેશવું. અશોક-પ્રણયિનીનું સ્વાભાવિક સ્નેહાકર્ષણ એકબીજાએ મિત્રતાથી જોડાઇ પોતપોતાનાં પ્રેમચિહ્નો અર્પવાં. પ્રણયિ-નીનું જવું. બુદ્ધાચાર્ય અને બુદ્ધિમતીનો ગુસ્સો. અશોકની સુલેહ સંપની મરજી. બુદ્ધાચાર્ય-બુદ્ધિમતી બાર કલાક વધારે લડાઇ લંબાવવા આગ્રહ કરેછે. બુદ્ધાચાર્ય સેનાધ્યક્ષપણું ગ્રહણ કરેછે. પ્રપંચી પ્રમીલાનું દેશ-દ્રોહી દર્શન. (ટેબલો.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પાટલિપુત્રમાં વીતાશોકનું શયન-ભવન.

તિષ્યરક્ષિતાનો દેર વીતાશોક ઉપર મોહ. વીતાશોકની પવિત્રતા તથા પાતિવ્રતધર્મનો ઉપદેશ. નિરાશ થએલી તિષ્યરક્ષિતાની લાગણી. સિંહણ વૈરના વેરાનમાં ફરવા તૈયાર થાય છે.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—પ્રધાન વિશાખાનંદનું મકાન.

પ્રમીલાનું, રાજાવીરેન્દ્રને પોતાની પાસે મધરાતે બોલાવી પ્રધાન વિશાખાનંદના મગજમાં વ્હેમનું વિષ ભરાવવાનું કારસ્થાન. અદ્‌ભુત મોદકની ચોટલીની લડાઈ. પાછળથી વીરેન્દ્રનું પ્રમીલા પાસે આવવું. પ્રમીલાની પ્રપંચ જાળ. બ્હેરા વિશાખાનંદનું દૂર ઉભી આંધળે બ્હેરૂં કૂટવું. રાજાનું જવું. વ્હેમાએલા વિશાખાનંદનું રાજયભક્તિમાંથી ફરી જવું. પ્રમીલા, પ્રધાન પાસેથી કલિંગના છુપ્પા દરવાજાની ચાવી મેળવી લેછે. વિશાખાનંદનું પકડાઈ જવું. મહાત્મા ચિદાનંદનું દેશદ્રોહ ખંડક ગાન. કુંચી મેળવી પ્રપંચમાં ફાવેલી પ્રમીલાનું દુશ્મનને મળવા જવું.

## પ્રવેશ ૭ મો

### સ્થળ--કલિંગ દુર્ગનો ગુપ્ત દ્વાર માર્ગ.

બુદ્ધિમતી તથા બુદ્ધાચાર્ય પાસે આવી પ્રમીલા ચાવી આપેછે. દરવાજો ખોલવો, દારૂનો કોઠાર સળગાવવો અને શહેરમાં દુશ્મનોએ પ્રવેશ મેળવવો. **( સીન ટ્રાન્સફર. )**

## પ્રવેશ ૮ મો.

### સ્થળ:—રાજા વીરેન્દ્રનું શયન સ્થાન.

ચિદાનંદ આવી વીરેન્દ્રને જાગૃત કરે છે. રાજાને બૌધ સાધુના વેશમાં વિદાય કરી દે છે. કપટી મંડળી આવી, જોઈ ભોઠી પડે છે. દુષ્ટ પ્રમીલા માથા વગરનું ધડ લાવી રાજા વીરેન્દ્રના ખુનનો આક્ષેપ ચિદાનંદ પર મૂકે છે. ચિદાનંદનું પકડાવું. **ટેબલો.**

## પ્રવેશ ૯ મો.

**સ્થળ:—**મથુરામાં ઉપગુપ્ત શ્રેષ્ઠીની મકાન સાથની દુકાન.

ઉપગુપ્ત ઉપર મોહિત થઇ ગણિકા વાસવદત્તાનું આવવું. ઉપગુપ્તની નીતિદ્રઢતા. વાસવદત્તાનું જવું. બાદ અદ્‌ભુત, પ્રણયિનીને તથા ઇન્દુમતીને ગુપ્ત વેશમાં લઇને આવે છે. ઉપગુપ્તને ત્યાં ઉતરવું. ઉપગુપ્તના લેણદારો દસ હાજાર રૂપિયા માટે ઉપગુપ્તને ચોકીએ ઘસડી જાય છે. મૃગેન્દ્ર તથા પ્રણયિનીનો પત્તો આપનારને દસ દસ હજાર રૂપિયાનાં ઇનામનો ઢંઢેરો. પ્રણયિની મૃગેન્દ્ર તરિકે પકડાવા તૈયાર થાય છે. ઇન્દુમતીની સંમતિ. મૃગેન્દ્રને સાવચેત કરવા અદ્‌ભુતનું હરદ્વાર જવું. ઉપગુપ્તની સ્ત્રી ધનપ્રિયાને પ્રણયિની લલચાવે છે. ધનપ્રિયા પતિને છોડવવાના લોભમાં પ્રણયિનીને પકડાવે છે. પાછળથી, અતિથિ તરફ વિશ્વાસઘાત થએલો જોઇ ઉપગુપ્તનો વૈરાગ. ધનપ્રિયા પણ સાધ્વી થઇ જાય છે. બંને ઇન્દુમતી સાથે હરદ્વાર જવા નિકળી પડે છે. નંદ, પણ પિતૃધર્મમાં પ્રણયિની બની પકડાવા તૈયાર થાય છે.

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ:—**હરદ્વારમાં ગંગાતટ પર ચિદાનંદઆશ્રમ.

કલિંગવિજય બાદ અશોક સફર કરતે હરદ્વાર આવેલ છે જ્યાં ચિદાનંદ આશ્રમમાં સંઘમિત્રાનો મૃગેન્દ્ર (ધર્મેન્દ્ર) સાથે મેળાપ. શત્રુ પુત્રી તરફ મૃગેન્દ્રનો તિરસ્કાર. સંઘમિત્રાનો પ્રીતિ—સહાનુભૂતિ. મૃગેન્દ્રને સહાયભૂત થવા સંઘમિત્રાની પ્રતિજ્ઞા. મૃગેન્દ્રનો પુનઃ સ્નેહ સ્વીકાર. સંઘમિત્રા મૃગેન્દ્રને બૌદ્ધ વેશમાં પાટલિ પુત્ર આવવા તથા સ્વકાર્ય સાધવા વિનવી વિદાય થાય છે. ઉપગુપ્તની શોધમાં વાસવદત્તા આવી ચડે છે. ખુનના તહોમતમાં તેણીનાં અવયવો કપાએલાં છે. ઉપગુપ્તના હાથમાં પૂર્ણ વૈરાગ સાથે તેણીનું મૃત્યુ. બાદ પ્રમીલાની શીખવણીથી મોદક ઇન્દુમતીને સતી થવા દેવા રાજા વીરેન્દ્રના મરણ માટે ઢોંગ કરે છે. પ્રમીલા આવે છે અને ઇન્દુમતીને વધારે બહેકાવે છે. ઇન્દુમતી પાણીમાં ડુબી મરવા તૈયાર થાય છે. ઉપગુપ્ત આપઘાત નહિ કરવાનો ઉપદેશ આપી અટકાવે છે. પ્રમીલા તેનો તિરસ્કાર કરે છે. પાછળથી ધનપ્રિયાનો બોધ, છતાં પ્રમીલાની

બ્હેકાવટથી ઇન્દુમતી ગંગાની ધારામાં કુદે છે. પાછળ ધનપ્રિયા તેને બચાવવા કુદે છે, મોદક ઉપગુપ્તને પકડી રાખે છે, ગાંડો થએલો વિશાખાનંદ પણ નદીમાં કુદે છે. અદ્‌ભુત તેની પાછળ પડે છે. મૃગેન્દ્ર આવે છે કે પ્રમીલા અટકાવે છે. દેખાવ.

( ડ્રૉપ. )

---

## અંક બીજો.

---

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—**હરદ્વાર પાસેનું વન.

પ્રમીલા બૌધવેશધારી ધર્મેન્દ્ર ( મૃગેન્દ્ર ) ઉપર મોહિત થાય છે. પાણીમાં પડવાથી કાને સાંભળતા થએલા વિશાખાનંદને અદ્‌ભુત ત્યાં લાવી સ્ત્રી ચરિત્ર બતાવે છે. પ્રમીલાને મૃગેન્દ્રનો ઉપદેશ. પ્રમીલાનો વિશેષ મોહ. વિશાખાનંદ પ્રસિદ્ધ થાય છે. પ્રમીલા તેને પકડાવી દૂર મોકલાવી આપેછે. પ્રમીલાનું નિરાશ થઇ જવું. પાછળથી મોગલીપુત્ર તિષ્ય તથા વીરેન્દ્રનું આવી મૃગેન્દ્રનાં સદ્વર્તનપર ખુશી થવું. મોગલી-પુત્ર, અશોકના દરબારમાં ચિઠ્ઠી લઇ જવા તથા ચિદાનંદને ઉગારવા મૃગેન્દ્રને પાટલિપુત્ર મોકલે છે. વીરેન્દ્રનો પુત્રપ્રતિ ઉપદેશ.

### પ્રવેશ ૨ જો.

**સ્થળ—**પાટલિપુત્રમાં અશોકનો દરબાર.

નૃત્ય—ગીત. રાધાગુપ્તનું રાજધર્મ સંબંધી ભાષણ. અશોકનો ઉત્તર. પ્રજા તરફથી અશોકને **દેવાનાં પ્રિયઃ પ્રિયદર્શી** પદવીની ભેટ. અશોકનાં ધર્મશાસનો. સંસારના રાજાઓ તરફથી અશોકની સેવામાં ભેટ—અર્પણ. વીતાશોક માટે અશોકની આજ્ઞાપત્રિકા તિષ્યરક્ષિતા છુપી રીતે ઉચકી લેછે, ચિદાનંદનો ન્યાય. મૃગેન્દ્ર આવી મોગલીપુત્રની ચિઠ્ઠી અશોકને આપેછે. રાજા વીરેન્દ્ર જીવતો હોવાનો ઉલ્લેખ. સાધુ સુધાર માટેની વિજ્ઞપ્તિ. ચિદાનંદને અશોક છોડી મૂકેછે. સાધુ સુધાર માટે રાધાગુપ્તને કહી સર્વનું જવું. પાછળથી બુદ્ધાચાર્યની હાય બળતરા.

**ત્રિપુટીની રાજા અશોકનેજ મારી નાખવાની મસલત. ચિદાનંદના મૃત્યુ માટે લખાએલી પણ પાછળથી રદ કરેલી આજ્ઞા પત્રિકા પ્રમીલા ઉચકી લેછે.**

**( ટેબલો )**

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—મુસાફરીમાં ઉતારો.

મોદક, પોતાને પ્રણયિની જોડે પરણવાવા પ્રમીલાને કહેછે. પકડાએલા નંદને પ્રણયિની માની પ્રમીલા તેને મોદક પાસે મોકલે છે. અવધૂતનું પણ ત્યાં આવી ચડવું. પ્રણયિની બનેલા નંદ ઉપર બંનેનું આશક પડવું. નંદના સ્વયંવરમાં બંનેનાં બળની પરીક્ષા. મોદકનો વિજય. નંદને ચુંબન લેતાં મોદકનું નાક કપાવું અને જવું.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—અશોકનું દિવાનખાનું.

વીતાશોક ઉપર વૈર લેવા તલસતી તિષ્યરક્ષિતા વીતાશોક માટે લખાએલી આજ્ઞા પત્રિકામાં અક્ષરોની ફેરબદલી કરી જાય છે. મૃગેન્દ્ર રૂપે પકડાએલી પ્રણયિની તથા પ્રણયિની રૂપે પકડાએલા નંદની અશોક સાથે મુલાકાત. લાજ કાઢી ઉભેલા નંદને પ્રણયિની માનતો અશોક તેનાં સૌન્દર્યને જોવા આતુર બનેછે. નંદ અમુક શરતો સુધી મોઢું બતાવવાની ના પાડેછે. પ્રણયિની પોતાના જેવીછે એમ મૃગેન્દ્રરૂપે પ્રણયિની કહેછે જેથી અધીરો અશોક તેને સ્ત્રીનાં કપડાં પહેરી પ્રણયિનીનું રૂપ દેખાડવા આગ્રહ કરેછે. પ્રણયિની સાડી પહેરેછે. રાજાનો મોહ. બાદ સંઘમિત્રા તથા પ્રણયિનીની મીઠી મજા.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—તક્ષશિલામાં વીતાશોકનો મહેલ.

તિષ્યરક્ષિતાથી ફેરવાએલી અજ્ઞાપત્રિકામાં વીતાશોકની આંખો ફોડવા તથા મુલકની હદપાર કરવાંનો હુકમ વાંચી ભ્રાતૃભક્ત વીતાશોક અમલદારોને તેમ કરવાને કહેછે. અમલદારો ના પાડેછે. ચાંડાળને બોલાવી તેની આંખો ફોડવા કહેછે. નિમકહલાલ ચાંડાળની ખરી વફાદારી. આખરે ખુદ વીતાશોકજ પોતાની આંખો પોતાની મેળે ફોડી વિદાય થાય છે.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—પાટલિપુત્ર પાસેનું જંગલ.

કપટી ત્રિપુટીની અશોકને ભુખ્યા સિંહને હાથે મારી નખાવવાની તદબીર. પ્રણયિની તથા મૃગેન્દ્રથી અશોકનું ઉગરવું. અશોકની ક્ષમા-ભાવના. સંઘમિત્રા મૃગેન્દ્રને પ્રેમપૂર્વક આમંત્રી જાય છે.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—અશોક ભવન.

મૃગેન્દ્રના વેશમાં પ્રણયિની સંઘમિત્રા ઉપર પ્રેમ કરેછે. મૃગેન્દ્ર પ્રણયિનીને નહિ ઓળખી શકવાથી ક્રોધે ભરાય છે. સંઘમિત્રા તથા મૃગેન્દ્ર બંનેને પ્રણયિની બનાવે છે. અશોક આવી મૃગેન્દ્ર બનેલી પ્રણયિનીને સંઘમિત્રા પરણાવવા માગેછે. સંઘમિત્રાની ધર્મેન્દ્ર (મૃગેન્દ્ર) તરફ નિષ્ઠા. પ્રણયિની પોતાનો સઘળો અધિકાર મૃગેન્દ્રને અર્પણ કરેછે. ભ્રમ વિભ્રમ. વીતાશોકનું આવવું. અશોકનો ભાઇને જોઇને શોક. તિષ્ય-રક્ષિતાનું કારસ્થાન ખુલ્લું થવું. વીતાશોકની ક્ષમા. તેના પુણ્યપ્રભાવથી આંખનું ફરીને ઉઘડવું. તિષ્યરક્ષિતા લજ્જાની મારી પીગળી જાય છે.

**(ટેબલો.) ડ્રૉપ સીન**

---

## અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ:—પાટલિપુત્રમાં સાધુ સંમેલનસ્થાન.

અશોક તરફનો સાધુ પરીક્ષા માટેનો હુકમ સેનાપતિ સંભળાવે છે. અવધૂત અશોકનો તિરસ્કાર તથા દ્રોહ કરે છે. સેનાપતિ ચીડાઇને અવધૂતનો વધ કરે છે. બુદ્ધાચાર્ય આ વધનો ગુન્હેગાર અશોકને ઠરાવે છે. ઉપગુપ્ત તથા મોગલીપુત્ર આવી રાજાને બીન ગુન્હેગાર જાહેર કરે છે. બુદ્ધાચાર્યની ફજેતી. ઉપગુપ્તને આચાર્ય

પદ બુદ્ધાચાર્ય અને બુદ્ધિમતીનો ગુસ્સો. પ્રમીલા આગ્રી મેમાનના મહેલમાં એકલાં રહેલાં પ્રણયિની તથા મૃગેન્દ્રનું કાટલું કાઢવા લઇ જાય છે. અદ્‌ભુત શ્વાનવેશે સઘળું સાંભળી જાય છે.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:**—પાટલિ પુત્રમાં મેમાન મારેનો મહેલ.

પ્રણયિની ભર નિદ્રામાં વિખરાએલા વાળે તથા વસ્ત્રે સુતેલી છે. બીજી તરફ નંદ લાજ કાઢી પડેલો છે. ગુપ્ત વેશમાં અશોક આવી જુએ છે. ભ્રમભંગ. પ્રેમાવેશમાં અશોક પ્રણયિનીને જગાડે છે. પ્રણયિનીની વિચિત્ર અવસ્થા. અશોક તેણીને બનાવે છે આખરે પ્રસિદ્ધ થઇ તેણીને ત્યાંથી લઇ જાય છે. પાછળથી અદ્‌ભુત તથા નંદ બંને, પ્રમીલા, બુદ્ધિમતી, બુદ્ધાચાર્ય તથા મોદકને ઠગે છે. નંદનું ખરા સ્વરૂપમાં ભાગવું, બુદ્ધાચાર્યનું પાછળ પડવું. બુદ્ધિમતી અદ્‌ભુતને મૃગેન્દ્ર સમજી મારવા જાય છે કે કૂતરાના વેશમાં અદ્‌ભુત બુદ્ધિમતી પ્રમીલાને નસાડે છે. મૃગેન્દ્રનું આવવું. પ્રમીલાનો ફરીને મોહ બતાવવો. મૃગેન્દ્રની સંઘમિત્રા ઉપરની પ્રીતિ જાહેર કરવી. સંઘમિત્રાનો ત્યાં ભેટો. પ્રમીલાનો ગુસ્સો. બાદ અદ્‌ભુત માયાની લીલા.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:**—પાટલિપુત્રમાં ઉદ્યાન.

ધર્મેન્દ્ર બનેલી પ્રણયિની તરફ પ્રમીલા તથા સંઘમિત્રાનો પ્રેમ. મૃગેન્દ્રનો ખીજવાટ. ભુલભૂલામણીની ગંમત. વિશાખાનંદનું અદ્‌ભુત સાથે આવી પ્રમીલાનું ચરિત્ર જોવું. આખરે પ્રણયિનીનું ખરા સ્રીસ્વરૂપમાં પ્રકટ થવું. ભ્રમભંગ. બંને ભાઇ બ્હેનની રથમાં બેસી ફરવા જવાની તૈયારી. ભાભી નણંદની મીઠી મશ્કરીઓ.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:**—પાટલિપુત્રમાં બુદ્ધાચાર્યનો આશ્રમ.

મોદક નંદની મજા. નંદ મોદકને પોતાનાં સ્રીનાં કપડાં પહેરાવે છે. બુદ્ધાચાર્ય આવી મોદકને નંદ સમજી મારે પીટે છે અને

આખરે ગધેડે ચડાવે છે. પાછળ[redacted] પ્રમીલા આવી સારથિ અશ્વપાળને પ્રણુયિની મૃગેન્દ્રનો રથ અશોક તરફથી બનાવેલા બનાવટી નરક સ્થાનમાં લઇ જવા લાંચ આપે છે. ચિદાનંદ માટે લખાએલી ચિઠ્ઠી તેઓને માટે ઉપયોગમાં લેવાય છે. અશોકને મારી નાખવાની મસલત. ઉપગુપ્ત તથા ચિદાનંદ આવી સાંભળી જાય છે. તે બંનેને સામેની નદીમાં ફેંકી દેવરાવે છે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ:—નરકાલયનો આગલો ભાગ.

સારથિ અશ્વપાળ નરકરક્ષકને ચિઠ્ઠી આપી ચાલતો થાય છે. નરકરક્ષક બંને ભાઇ બ્હેનને ભયંકર નરક સ્થાનમાં લઇ જાય છે. તેઓને રાજ હુકમ સંભળાવે છે. થોડી ઘડી પ્રભુ પ્રાર્થનાનો સમય આપી ચાલ્યો જાય છે. ઉપગુપ્ત ચિદાનંદ આવી તેઓને સમજાવી દૂર ઉભાં રાખે છે અને તેઓ તેના સ્થાનમાં મરવા તૈયાર થાય છે. ચાંડાળો આવી ચિદાનંદ ઉપગુપ્તને અગ્નિ મુખમાં નાખે છે. યોગીઓનો ચમત્કાર. પાછળથી અશોકનું આવવું. મૃગેન્દ્ર પ્રણુવિનીને મરેલાં માની પ્રમત્ત બનવું. પ્રણુયિનીના અવાજ પાછળ ચાલ્યા જવું.

(સીન ટ્રાન્સફર)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—અશોકનું શયનભવન.

અશોકના પલંગમાં વીતાશોક સુતેલો છે તેને અશોક માનીને બુદ્ધિમતી કટારી મારેછે. બુદ્ધિમતીની હવે ખરી આંખો ઉઘડે છે. વીતાશોક અશોકને બોલાવી લાવવા માને કહેછે. બુદ્ધિમતી પસ્તાતી જાય છે. મોગલીપુત્ર વીતાશોકને ઉચકી જાય છે. બુદ્ધાચાર્ય અશોકને મારી નાખેલો માની તેના પલંગમાં સુવેછે કે પ્રમીલા હજુ બુદ્ધિમતીને હાથે અશોક નહિ મરાએલો સમજી તેને કટારી મારેછે સામે બુદ્ધાચાર્ય તેણીને પણ મારેછે. બંનેનો પશ્ચાત્તાપ. બુદ્ધિમતી અશોકને બોલાવી લાવેછે.

વીતાશોકને નહિ જોતાં શોક. વીતાશોકનો અદ્દશ્ય ઉત્તર. અશોક તથા સંઘમિત્રા વ્હાલાંઓને સ્વર્ગે મળવા મરવા તૈયાર થાય છે કે મોગલીપુત્ર તિષ્ય આવી અટકાવે છે ને પોતાની ગોઠવણુ પ્રમાણે પાંચેનાં દર્શન કરાવે છે. ભારત, કલ્યાણુઅર્થે એક સંપે જોડાવા બુદ્ધિમતી બુદ્ધાચાર્ય તથા પ્રમીલા પાસથી હા પડાવે છે. સઘળાંઓનો સંગમ. ઉભય જોડાંઓનો લગ્ન સંબંધ. આનંદ-મંગળ.



॥ ॐ तत्सत् ॥

# અશોક નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

સૂત્રધાર—ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥

૧

( ગાયત્રી–ગાન. )

ઉત્તમ નામ ૐકાર, મંગલમય,
અ, ઉ, મ્, રચન–સ્થિતિ–લયકર ત્ર્યક્ષર,
વ્યાહૃતિ ભૂ ર્ભુવઃ સ્વઃ સાર —મંગલમય.
વિશ્વોત્પાદક સવિતૃદેવનાં ધન્ય ધામને ધ્યાને ધરીએ,
પ્રેરો સુપથે અમ બુદ્ધિ તે, થાય અશોક અપાર.–મંગલમય.

નટી અને હિન્દી કન્યાઓ.— ૨

ભારત નરનારી ! ઉમંગ અંગ ધારી
આવો કરીએ સ્વદેશ ઉદ્ધાર,
થઇએ સંપે જોડાવા તૈયાર, ભૂલી કોમ કોમના દ્વેષખાર.–ભારત.
હિન્દુ, મુસલમાન, પારસી, ઇસાઇ, ભાંડુ શાં ભેટી આવાર,
હિન્દી કહેવાઈએ, એક બની જઈએ, જાણે કુટુમ્બ પરિવાર,
જોઇએ માતૃ–ભુમીનો જયકાર.—ભારત.

સંઘમિત્રા–સખીઓ.— ૩

પધારો પ્રેમપૂર્ણિમા સમા પરોણા આગણે,
વહાવો અમી ઝરણાં તમ ચન્દ્રકિરણચરણે.—પધારો.

સંઘમિત્રા.—

આંખડીની ચાંખડી કરૂં, પધારવા તમ પાય,
અર્ધ્ય અનુપમ અર્પવા, કીકી અંજલિ છલકાય,

સખીઓ.—

જાય કિન્નર જોડાં તમપર વારણે.—પધારો.

સંઘમિત્રા.— ૪

વેંચી દીધી ધરમને મેં જાન, કાયા તે પર કુરબાન.—વેંચી.
ધર્મ તનમાં, ધર્મ મનમાં, ધર્મ વર્તન માંહ્ય
વચન પણ મમ ધર્મખાતર, ધર્મની ગ્રહી બાંહ્ય,
ધર્મેન્દ્રઃ—થાશે તારો ધર્મય પ્રિય પ્રાણ.—વેંચી.

ચિદાનંદ.— ૫

તન મનમાં ધર્મધારી,
શૂરવીર બનશે અમ નરનારી.—તનમનમાં.
અમે ઉપાસક કૃષ્ણગીતાના, ધર્મ્યયુદ્ધ અધિકારી,
सत्यमेव जयते દૃઢ श्रद्धा રોમ રોમ ઉતારી.—તનમનમાં.

પ્રણયિની-સખીઓઃ— ૬

નાર છે સંસારનો આધાર સાર,
નરપર નારી તણા છે ઘણા આભાર.—નાર છે.
નારીને નિંદો નહીં નારી નરની ખાણ,
જે થકી રત્નો નીપજ્યાં રામ, શ્રીકૃષ્ણ સમાન.
પુલડાં રૂડાં સુગંધિદાર બ્હેકે વેલી થકી રે;
મીઠડાં ફળોય લિજ્જતદાર લ્હેકે ડાળી થકી રે;
સ્ત્રી જાતિ મૂળ પુરૂષોનું દૈવતસ્થાન,
ઘડાય જીવન ગૌરવ માતાની કુખે મહાન.—પુલડાં.
ધરણી જનની જગતમાં, કાર્યે બેઉ સમાન,
ધરણી જેવા છોડવા, મા તેવાં સંતાન.
થયા ઋષિ, મુનિ, ગુણવાન, ધીર, વીર, પ્રવીણ, બળવાન,
જેનાં સંસારમાં બહુમાન, તેમાં સાચું માને અભિમાન.—નાર છે.

વીરેન્દ્ર.— ૭

સપુત ! સ્વદેશ, સ્વધર્મના, વરો વિજય જયકાર,
જન્મ ભૂમિને કારણે, કરો ધન્ય અવતાર.
જીવે શું વિશ્વમાં એવા કો દુરાત્મા હરામી ?
ન બોલે મુખ "મારો દેશ આ મમ માતૃભૂમિ."
હોય ખિતાબો છો ઘણા અઢળક ધન ભંડાર,
લુખ્ખી કીર્તિ હો ભલે મૃગજળવત્ નભનાર.
મળે તે માટી નીચે જેથકી અવતાર ધર્યા,
કીડી મંકોડી સમી તેમની કાયા નકામી.
તેનાં મૃત્યુ પાછળે કોઈ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને માન તણી નહિ ઝાંખ.

સખીઓ.— ૮

પ્રેમ ઘેલી ! કયા રસિયાના રંગના તરંગ
તારી છાતલડીમાં છલકાય છે.—પ્રેમઘેલી.
પ્રણયિની.—પ્યાર-પારાવારનો અશોક એ કિનારો,
રસનાં ચડયાં છે પૂર, પાર કો ઉતારો,
સખીઓ.—સંગાથ વ્હેની તારો મદન છે સુકાની પ્યારો.
પ્રણયિની.—જોબનીઉ નાવ ઝોલા ખાય છે.—પ્રેમઘેલી.

વિશાખાનંદ.— ૯

સલુણાં ! શાણાં ! શીદ શરમાઓ, નાથની બાથે આવોજી પ્રિયા.
પ્રમીલા.—
ઘરડે ઘડપણ આં શા ચાળા ? લાજ જરા તો લાવોજી પિયા !.
વિશાખાનંદ.—
તું અમી પ્યાલી મુજ મુરદાંની,
પ્રમીલા.—
તમપર મારી જુવાની દિવાની.

મોદક.—

પોક મુકું હું છાની મસાણુની તૈયારી આની,
રામ બોલો રામ ભાય, હું ભલે થઈ જાય.

પ્રણયિની.— ૧૦

વીંટી વ્હાલની પ્હેરાવું અંગુલિયે, પ્રિય અંગુલિયે,
સ્નેહાળ સ્મરણુ ધારો દિલબર અંતરિયે.—વીંટી.
અશોક.—પ્રાણુ જીવન રત્ને ગુંથેલ મુજ પ્યાર હાર ધર હૃદયે,
મિત્ર એક બીજાના થાવા.
બેઉ.—મળીએ જિગર જિગરિયે.—વીંટી.

વીતાશોક.— ૧૧

પ્યાર પરનરનો નવ કરીએ સન્નારીઓ !
પાતિવ્રત-પીયૂષે વિષ ન રેડીએ,
શીયળ કલ્પતરૂવર નવ બાળીએ સન્નારીઓ !
ધૂળે સૌન્દર્ય-કુસુમ નવ રોળીએ.—પ્યાર.
પ્રીતિ નિજ પતિની સાચી, સતીએ ત્યાં રહેવું રાચી,
પતિ ચરણુ નિસરણીથી સ્વર્ગે જઇએ.—સન્નારીઓ.!

વિશાખાનંદ — ૧૨

હું અહિંનો રાજા ને તું મારી રાણી,
મોદક.—આ મોદક ભટને પરણાવો કોઇ પ્રમીલા ! ભટ્ટાણી;
વિશાખાનંદ —(પ્રમીલા શું તારી ભટ્ટાણી ?)
મોદક.—( ના તમારી મારી માડી ).—હું.
પ્રમીલા.—લાંબી ધોળી મુંછલડી,
મોદક —કંઈ ભુરા ઉંદરની પુંછલડી,
પ્રમીલા.—તેના પર ઓવારૂં મારી અંબોડાની ગુલછડી,
વિશાખાનંદ.—ધન્ય જીવન મારૂં તું મુજને મળી
સતી સાચી શાણી.—હું

ચિદાનંદ— ૧૩

દેશ ધર્મ દ્રોહી બંને તે જનને ધિક્કાર,
એવા આ સંસારમાં પથ્થરવત્ ભૂભાર.
ધરણી-જનની ! તુજ દ્રોહીને જન્મ દેતાં વંધ્યા થજે,
વન્ધ્યા થજે તેવા કપુતને દેખવા અંધા થજે.
તારાં અન્ન જળ લઇને અમારાં જીવનો બને,
ઉલટાં કૃતઘ્ની થશે તો મરતાં બુરે નરકે જશે.—ધરણી.

વાસવદત્તા.— ૧૪

કોણ જાણે બાઇ કોઈ ચુંટી રહ્યો,
મારો જોબન ખજાનો છાનો લૂટી રહ્યો.—કોણ.
કંચનના કળશ આમ કેમ ઢળી જાય છે?
અધરનાં પરવાળ લાલ કયાંય દડી જાય છે!
નયનોનાં રત્નો ઝુંટાય છે,
સ્વાર કોઈ ઇન્દ્રિય અશ્વોને ખેંચી રહ્યો.—કોણ.

વાસવદત્તા.— ૧૫

મારે ઘેર એક દિ પધારજો હોજી રાજ,
પ્રેમ રસ પ્યાલો પીજો ને પાજો
રતિ કેરી ભરતી ઉછાળજો.—હોજી રાજ.
થોડું કહ્યું તે ઝાઝું કરી માનજો,
મારી વિનંતિ સ્વીકારજો,
ઘણા દિની લગન મારા મનમાં લાગી છે,
અંતરના કોડને પૂરજો.—હોજી રાજ.

સંઘમિત્રા-સખીઓ.— ૧૬

પ્રેમ દોરે પરોવી દિલ કળીઓ જીવનહાર,
હઇએ પ્રીતમને પ્હેરાવી, દેવધારી.—પ્રેમદોરે.

સંઘમીત્રા.—

નયને નચવો ગગનગંગને, શ્વસને ખિલવો નંદનવનને,

વચને સરવો સ્વર્ગસુમનને, વદને લજવો ચંદ્રચમનને.

સખીઓ.—

અંગોને વાટ બનાવો સ્નેહ તણા રસથી ભીંજાવો,

આત્મજ્યોતિએ આરતિ પ્રકટી, પિયુપર લિયો

ઉતારી દેવધારી.—પ્રેમ.

મૃગેન્દ્ર.— ૧૭

પ્યારી તું મારી ક્યારી જીવન લતાની,

સ્નેહ સુધાથી છલકાય.—પ્યારી.

સંઘમીત્રા.—હું તો દાસી તમારી દયાની બની,

સુખ શૈયા પિયા! આ કાયાની બની;

પ્રાણ પુષ્પો ચડાવું તમારે પગે,

મૃગેન્દ્ર.—તુંજ મારા પ્રેમ પાનની રસીલી પ્યાલી.—પ્યારી.

વાસવદત્તા.— ૧૮

જાની પાર લગાઇં દો પીરલ પાંજો કુદરતજો કિરતાર,

કુદરત જો કિરતાર, સાંઈ હેડા કરી દો હાલ.—જાની.

અદલ કનેતાં આરો ન અચીંધો ફજલ કરી દુઃખ ટાર,

ડગલે ડગલે ગુન્હા કિયા અઈં મુંતે રહેમ ઉતાર.—જાની.

## અંક ૨ જો.

નંદ.— ૧૯

લટકાળી હું નખરાળી

મોદક.—તારી આંખલડી અણિયાળી ઘાયલ કરનારીરે.—લટકાળી

ગોરા ગાલ ગુલાબીપર દે ચુંબન કરવા વ્હાલી!

નંદ.—તમેજ આપો મુજને વ્હાલા! બચી ભરવાની વ્હાલી.

મોદક.—( વારૂ ધો. )

નંદ.—( સારૂં લ્યો. )

મોદક.—મારૂં નાક મુળા માફક કરડયું ભમરાળીરે.—લટકાળી

ગાયકો.—　　　　　　　　૨૦

ચાર તોજી ગોચું ગોપ
સજો દીડા જંગલમેં ગુ
ડાવે હુથસે નોઝણુ વારે,
આંચળ સામું ન્યારે,
આડું ને અવળું સેડું કઢ તો,
ખીર કે પટતેં હારે.—ચાર.
જલ જમનાજે આરે ગૌધેન ચારે,
ગોપીઉ હારો હારે,
હકડીરે ગોપી વેણું વજાયતી,
વઈ ઘુંઘટ મઝા ન્યારે—ચાર.

અશોક.—　　　　　　　　૨૧

તારૂં કૃષ્ણ સમું મોહિની સ્વરૂપ સોહાય,
પ્રણયિની.—જો જો મારાપર મોહી ના પડતા એ રાય!—તારૂં.
અશોક.—મહાદેવ ભૂલ્યા, નારદ ડૂલ્યા,
પ્રણયિની—તેવી તમારી કંઇ ગતિ નવ થાય,
અશોક.—ભાન સાન હરે, દૃષ્ટિ દીવાની કરે,
સખી! તને ભેટયા વિના હુંથી ન રૃહેવાય.—તારૂં.

સંઘમિત્રા.—　　　　　　　　૨૨

જાઓ જાઓ ખાઓ ખાંડ જાણ્યા,
બનાવો કોઇ બીજી ગોરી હાં,
લટકા ને મટકા, ચટકાથી.—બનાવો.
પ્રણયિની.—મુખડાં ચમનિયામાં, ફુલડાં નયનિયાં,
ને ગાલે અમૃતડાં છલિયાં,
ચુંબનિયાં ઘોજી સૈયાં,
સંઘમિત્રા.—જુઠાં છોડો હવે છલબલિયાં.—જાઓ.

૨૩

થયું છે મારે આંખ વિના અજવાળું.

ચર્મ ... આ ચક્ષુ ભલે ગયાં ફૂટી,

પૂર્વ જન્મનાં સંચિતથી હું હવે ગયો છૂટી

મળી મને જ્ઞાન ચક્ષુની બુટ્ટી,

ઝળહળતી બ્રહ્મજ્યોત સઘળે નિહાળું.—થયું છે.

સંઘમિત્રા.— ૨૪

કર પૂજું નયને, પગ પૂજું નયને,

પીયૂષપુવારા સમી દૃગ પીઉં વદને.—કર.

દાન દીધાં છે પ્રાણનાં અમને,

વળતાં મૂલ્ય શું દઇએ તમને,

મૃગેન્દ્ર.—રાખ તું મુજને સખી ! તનભવને,

સંઘમિત્રા.—પોઢાડું પ્રભુ ! અંતર શયને.—કર.

---

## અંક ૩ જો.

નંદ.— ૨૫

ખબરદાર લૂટો ન મારી લાજ,

મોદક.—હું તો આવ્યો આ બૈરીથી વાજ.—ખબરદાર.

નંદ.—લેવાં ઝેરનાં પારખાં ન સારાં,

મારાં મોહિનીનાં નખરાં નિરાળાં,

એણે અંગો ભસ્માસુરનાં બાળ્યાં,

મોદક.—નિકળ્યો આ કોણ ડાઘિયો મારા બાપ.—ખબરદાર.

માનીત
હુવે પરદા . ...
સ્વામી–શરીર ।
ભળ્યાં અંગ અ . . .ઠા નાળાં,
મૃગેન્દ્ર.—થયાં દુશ્મન મન કાળાં ઓ બાળા !
મમ ધર્મપત્ની જગ જાણીતી.—માનીતી.

સંઘમિત્રા.— ૨૭

નણદલ નખરાળાં મારાં, પૂરાં પ્હોંચેલાં પ્યારાં,
કેવાં તમે તે આવાં,
પ્રણયિની.—પરણો મુજને લટકાળાં, છટકાશો નહિ શરમાળાં,
મારે હાથે છો આવ્યાં.—નણદલ.
ભાગો તમ પાછળ અરે આવે કાળો સાપ,
સંઘમિત્રા.—કયાં છે કયાં તેના થકી મને બચાવો આપ.
પ્રણયિની.—( ભુલીરે બાઇ આતો છે ચોટલો તમારો )
સંઘમિત્રા.—(જાઓરે જાઓ કેવો સ્વભાવ નઠારો )
પ્રણયિની.—ભાભી પડયાં છો ભોઠાં, વાર્યાં નહિ પણ હાર્યાં-
ભેટયાં કેવાં તમને બનાવ્યાં.—નણદલ.

મોદક.— ૨૮

જેને ઘર મિષ્ટાન્ન થયો ત્યાં મોદક આ મેમાન,
તે પામ્યો આખર આમ ગધેડે ચડવાનાં સંમાન,
નંદ–મોદક.—હાં હાં ભાઈ ભલે થઈ જાય (૨)
મોદક.—ધર્મ કમ સૌ સ્વાર્થે ત્યાગ્યાં, હાથનાં કર્યાં હૈયે વાગ્યાં,
નંદ.—સ્વધર્મ નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ જાણ.
મોદક.—કૃષ્ણ વચન એ ગીતામાંહ્ય.
મોદકનંદ.—નહિ તો આમ ભલે થઇ જાય (૨)

૮.. માન.—જ
તારા પિતૃ-દેશ-.. પરતન્ત્ર,
તેમને થવા સ્વતન્ત્ર, .. ાગ મન્ત્ર.—જન

મૃગેન્દ્ર.—

પિતૃ ભૂમિના ચરણુપર મમ જીવનકુસુમ ચડાવું હું,
કરી લોહીનું પાણી અર્ધ્યે પૂજ્ય પાદ ભીંજાવું હું,
મરતેય મારી માટીથી ભકિત-સુગંધિ સરાવું હું,
મુજ હૃદયને ચીરો સ્વદેશની મૂર્તિ ત્યાંજ બતાવું હું.-જનન

અશોક.— ૩૦

કોઇ દર્શન પ્રિયાનું કરાવો મને,

પ્રણયિની.—

જ્યાં પ્યારી બોલાવે ત્યાં આવો તમે.—કોઈ.
રહી સ્વર્ગમાં પણ સુંદરી હરિ ભજનને વિસરી અરે.
પ્રિયતમ અશોક, અશોક, મધુરૂં નામ રટણ કર્યા કરે.

અશોક.—

એ વ્હાલી વિના અહિં મને ના ગમે.—કોઈ.

